# ગુજરાતી ગાયનમાળા.



પ્રકાશક:--પરેખ જકીશનદાસ ત્રીભુવનદાસ મુંબઈ.

# ગુજરાતી ગાયનમાળા

## પ્રથમ ખણ્ડ.



પ્રકાશક,

જેકીશનદાસ ત્રિભુવનદાસ પટેલ.

બુકસેલર એન્ડ પબ્લિસર.

ઠે. તાર ઓફિસ સામે, સુરત.



આવૃતિ ૨ જી પ્રત ૨૦૦૦ કુલ પ્રત ૪૦૦૦





સુરત, બાનપુરી ભાગોળ ભાજીવળી પોળમાં આવેલા શ્રી "અંબિકા વિજય" પ્રીન્ટીંગ પ્રેસમાં હરગોવનદાસ હરકીશનદાસે છાપ્યું.

કીમત છ આના.

# ખાસ વાંચવા લાયક પુસ્તકો.

| | | |
|---|---|---|
| ગુજરાતી ગાયનમાળા પ્રથમ ખણ્ડ ... | કીંમત | ૦-૬-૦ |
| ગુજરાતી ગાયનમાળા દ્વિતિય ખણ્ડ ... | ,, | ૦-૬-૦ |
| ગુજરાતી ગાયનમાળા તૃતિય ખણ્ડ ... | ,, | ૦-૬-૦ |
| ગુજરાતી ગઝલ સાગર ... ... | ,, | ૦-૮-૦ |
| હિન્દ કીર્તન (સચિત્ર) .... ... | ,, | ૦-૬-૦ |
| સ્વરાજ્ય કીર્તન .... .... .... | ,, | ૦-૨-૦ |
| મનરંજન ગાયન સંગ્રહ .... .... | ,, | ૦-૪-૦ |
| ચતુર સુંદર સ્ત્રી વિલાસ અથવા મનહર સરળ ગરબાવળી (સચિત્ર) .... | ,, | ૧-૪-૦ |
| લાલ દીવો અથવા ભાગ્યહીન ભિખારણ (સચિત્ર) .... .... .... | ,, | ૦-૬-૦ |
| રણજીત અને કુસુમ (નવલકથા) .... | ,, | ૨-૦-૦ |
| મધુસૂદન.... .... .... ... | ,, | ૨-૦-૦ |
| વીરાંગનાની વિભૂતી અથવા મેવાડના ભાગ્ય રવિનો અસ્ત (સચિત્ર ઐતિહાસિક નવલકથા) | | ૩-૦-૦ |
| નરસિંહ મ્હેતા કૃત પ્રભાત સંગ્રહ.... | ,, | ૦-૬-૦ |
| સદગુણી શશીકળા (સચિત્ર) .... | ,, | ૦-૬-૦ |
| ઓખાહરણ (સચિત્ર છપાય છે.) .... | ,, | ૦-૧૨-૦ |

એ સિવાય દરેક જાતના નોવેલો નાટકો તથા શાળામાં ચાલતી બુકો હમારે ત્યાંથી કીફાયત ભાવે મળશે.

# ગુજરાતી ગાયનમાળા.

## પ્રથમ ખણ્ડ

### બુદ્ધદેવ.

૧

મારી ક્યારીમાં મ્હેક મ્હેક મ્હેકી હો રાજ !
કોઇ કુસુમ લ્યો, કુસુમ લ્યો.
મીઠા યૌવનના ભોગી રસીલા હો રાજ ! કોઇ.
પ્રીતે પધારો પ્રવાસી અમ બાગમાં,
પાથરી શું પ્રાણ ઋતિ અંતર સુહાગમાં;
એક દીન થાઓ મેહમાન હો વિલાસી રાજ !-કોઇ.
એ દીન થાઓ મેહમાન હો વિલાસી રાજ !-કોઇ.

૨

ફુલની પાંખડી લ્યો પ્રાણ—ફુલની.
ગણી અંતરની ઓળખાણ—ફુલની.
શ્યામ સુલુણા અમ ઘેર આવ્યા, શા કરીએ સન્માન;

૪

નાથ નગિના પરિમલ ભીના, મન માન્યા મેહમાન-ફુલની
ઝાઝું શું કહીએ સમજીને, સખી નયણના ભાણુ;
વિમળ કમળ આ સરવર જળનું, ભોગી ભ્રમર સુજાણુ-ફુલની.

૩

સાર આ સંસારમાં ન જોયો, મેં બહુ રીતે તપાસતાં-સાર.
ધનધરા સુત તાતની પ્રીતે, મોઘા અવસરને મેં ખોયો-મેં બહુ.
મૃગજળ પીવા કામ ન આવે, વ્યર્થ ઇન્દ્રજાળમાં હું મોહયો-
મેં બહુ.
પુણ્ય પરમાર્થનો માર્ગ ન શોધ્યો, જન્મને વૃથા મેં વગોવ્યો-
મેં બહુ.

૪

પિયુ પિયુ પોકારતીરે, પપૈયા વધુ ઝુરે વનમાં;
વિરહ અંગાર ઉઠે તનમાં, અતિશય બળી રહી મનમાં-પિયુ
ખીલતી આ કળી કુસુમની, ભોગી વિના કરમાય;
ઝુરતી આ લલિત પાંખડી, ભોગી મધુકર ચ્હાય-પિયુ.
બાળા રસાળી અંતરે, આકુળ વ્યાકુળ થાય;
નમ્ર નવોઢા નૌતમ રમણી, રસિક નરવર ચ્હાય.
હંસણી દુઃખી થતીરે, કોમળ માનસ ઉપવનમાં-પિયુ.

૫

વિષથી ભરેલા જગમાં, અમૃત બતાવો સાચું;
જ્ઞાની પંડિત સહુને; વિનવીને યાચું--વિષથી.
કોઇ કહે ચંદ્ર પાસે, કોઇ કહે સ્વર્ગમાં છે,

૫

દેવે મથે દરિયા વાંસે, પાણી જોઈ પાછા નાસે;
ભરુંસે ભૂલ્યા છે સઘળા, મને પણ એ લાગે કાચું-જ્ઞાની.
અમીનો ઉછળતો સાગર, સુધા ભર્યો રસ રત્નાકર,
અનુપમ સ્વર્ગીય સાકર, મળે પ્રભુપદરજ પાસે;
પરિક્ષાને જો ઇચ્છો તો, પ્રેમી થઈ તપાસો સાચું-જ્ઞાની.

૬

જોયો સાળો ડહાપણનો ભંડાર, હાં હાં મોટો કર્યો વેપાર,
બનીઠની ચાલ્યો ભર ચૌટામાં, પુંછયા ભાવ બજાર હાંહાં(૨)
કહે છે ખરીદી લાગ્યો ભાજી, છે સુંદરને વળી તાજી,
ના તજે તોય પતરાજી, કરી અકકલ તણી હરાજી;
કરો મશ્કરી ભલે પરાક્રમ, જો જો બીજી વાર (૨)-જોયો.
મળ્યો દલાલ પૂરો પાજી, એણે બગાડી દીધી બાજી,
હવે બુદ્ધિ બતાવું ઝાઝી, જેથી બજાર ઉઠે ગાજી;
કોણ પાછી કહેનાર મને છે, ઘરમાં માંખી માર હાં હાં (૨)
હુશીયારીથી બની જવાના મુનીમ હુડફાલાલ હાંહાં(૨)-જોયો

૭

તમને ઘટે નહિ આવું કાન્ત! તમને ઘટે નહિ આવું;
આશ્રિત પર શું રીસાવું કાન્ત! તમને ઘટે નહિ આવું
માનસ સરના રાજહંસ તમે, મુક્તાફળના ભોગી;
કમળ કુસુમ સમ સેજ સુંવાળી, મૂકી થયા તમે યોગી કાન્ત-૨.

જે સરવર જળ પાન કર્યાં ત્યાં, કંટક કદી નવ ધરીએ,
સુખ દુઃખમાં નિશદીન, અનુસરત્તી કિંડ કરી કયમ પર–
હરીકાન્ત !–તમને

૮

પરોપકાર એ આત્મ વિભૂતિ, સજ્જન મન ગણુતા ગણુતા;
વિશ્વ સકળને કુટુંબ ગણીને, સૃષ્ટિમાં ફરત ફરતા.
નિશદિન પ્રત્યે જન હૃદયો , ત્રિવિધ તાપ બાળે બાળે;
સુધાકર સરખા શાન્ત મહુજજન, નિજ વચને ઠારે ઠારે.
વિશ્વ સકળનું ઉત્તમ ઇચ્છિત, પ્રાણાન્તે કરવું કરવું;
જન સમુહના પ્રબળ હિતાર્થે, ભલે પડે મરવું મરવું.

૯

પડતી હવે મુજને ખબર, તુંમાં, જણાયે હર્ષ નહિ;
આ જગતની જંજાળની ચતુરાઇ તેં દીઠી નહિ.
જયાં પ્રેમ મારો ઝળહળે, ત્યાં તેં દીધો બદલો ખરો;
ઘરબારને છોડયા વિના, યુકિત કશી સુજી નહિ.
હવે તો જો જરા જાગી (૨)
ચોળી વિભૂતિ અંગ, બન્યો શું યોગી (૨)
સમાધી જૂઠી દે ત્યાગી (૨)–હવે તો.
વિલાસી મહેલના વાસી, તને આ શી લગન લાગી (૨)
મધુરાં પુષ્પને ત્યાગી, ગ્રહ્યા કાંટા શું હીન ભાગી (૨)–હવે)

ઉંડી આશ ધારીને, મેં તારો સંગ કીધો' તો, (૨)
ભરુંસો નઇ ભૂલાની ઓ ! વિરાગી શું ગયો ત્યાગી (૨)-હવે.

૧૦

છો રાજયયોગી રઢીયાળા, અમે જપીએ તમારી માળા,
શ્યામ રસાળા સ્નેહે સ્વીકારો, અમ ઉરના સન્માન;
તમે મનમાન્યા મેહમાન (૨) છો રાજ.
કાન્તી દેવી હું જગે ગણાઉં, અનુપમ કાન્તિ શાન્તિ લાવું,
કલ્પવૃક્ષથી આપું અધિક હું. મ્હેં માગ્યા વરદાન;
તમે માનમાન્યા મહેમાન-છો રાજ.
આત્મ કાન્તિ મમ જગે પસારી, માનવના દુઃખ સહુ સંહાર,
દીવ્ય જયોતિ જગમાં વિસ્તારી, સ્થાપું સુખનું સ્થાન;
અમારી એજ હૃદયની લ્હાણુ-છો રાજ.
રિદ્ધિ સિદ્ધિ નિશદિન દેનારી, ક્ષણમાં ઇચ્છિત કરનારી,
ત્રિલોકમાં ફરનારી શ્રી હું, આપું અનુપમ જ્ઞાન,
તમે મન માન્યા મહેમાન-છો રાજ.
જગસેવા મમ લક્ષ્મી સાચી, જેથી રહું હું નિશદિન રાચી,
એ વિણ સંપત્તિ સઘળી કાચી, અંતર ગણું પ્રમાણ;
અમારી એજ હૃદયની લ્હાણુ-છો રાજ.
અનુપમ અક્ષય વૈભવવાળી, ભૂતિ ધૃતિ નત્ર કોઇએ ભાળી,
કુબેરથી રઢીયાળા આપું વિભૂતિ હર્ષ નિધાન;
તમે મનમાન્ય મેહમાન-છો રાજ.

આત્મરતિને વિભૂતિ ગણતો, મન ચાહે ત્યાં નિશદિન ફરતો,
પુણ્યપંથ સંચરતો દેવી! ત્યાગું ભલે મમ પ્રાણ;
અમારી એજ હૃદયની લ્હાણ–છો રાજ.

૧૧

અનુપમ ભેટ આપીશ બાળા! ભવબંધ ત્રુટે સહુ તારા,
પાઇશ અમૃત જ્ઞાનનું, સંસાર તાપ ભુલાવશે,
આશા અને તૃષ્ણા ભરેલા, વિષને તું વામશે,
આપીશ અનુપમ આંખ તુજને, દિવ્ય ધામ બતાવશે;
જન્મો જન્મ ઋણી તમારી, દેવ! આ રહેલા થશે-ભવબંધ.

૧૨

દુઃખીને ડરાવે શાને, મરેલાને મારે શાને;
બળેલાને બાળે શાને, વૈરી વિધિ!
રીઝાવી સતાવે શાને, સતાવી રીઆવે શાને;
રીબાડી જીવાડે શાને, દયાના નિધિ.
શશિને કલંકો દીધાં, ગુલાબો મનોહર કીધાં;
દીધાં ત્યાં તો કાંટાં દીધાં, દીનોના નિશાસા લીધા;
નિયંતા તેં આવી શાને, અનીતિ કીધી–દુઃખી.
ચંદનને કુસુમ ન દીધાં, સાગર જળ ખારાં કીધાં;
અમૃત કહી ઝેર દીધાં, જીવન અકારાં કીધાં;
રમણી હૃદયે આશા નિરાશા દીધી–દુઃખી.

૧૩

મારે અંતર બગીચે ખીલી પ્રેમ કળી,
કરમાય રસથી ભીની, રસિયા રસમાળી વિના,
પાંખડી તલશે વિલશે, અમૃત મહેરામણ વિના;
બહુ પરાગ ભરી, છે સુવાસ ભરી-મારે.
અમી ભરી કુંજ જેવા, શાણા છો રસથી ભીના
ભુરકી નાંખી કયાં નાસો, નાથ નગિના;
આવો આવો (૨) તલસાવો શાને વિલાસી બની-મારે.

૧૪

પ્રિય સરલા કયમ વિસરાયે,
રહી હૃદય વસી પ્રમદાએ-પ્રિય
ચંપક કળી ભલે હોય સુવાસિત, મધુકર નવ લોભાયે
પ્રેમ ભ્રમરને પ્રાણ અર્પતો, કેદી કમળમાં થાયે-પ્રિય.
ચંદ્ર ભ્રાન્તિએ પ્રેમી ચકોરી, અગ્નિ પ્રીતથી ખાયે;
એજ સનાતન રીત પ્રીતની, અન્યને શું સમજાયે-પ્રીય.

૧૫

તમે વહેલા (૨) વચને પળજો રાજ ! વહેલા વચને પળજો;
અમ વિનતિ અંતર ધરજો રાજ !-વહેલા
શિર છત્ર [illegible]-નાથ અમારા દિલથી પીડા હરજો રાજ !-વહેલા.
ટળવળતાં અમ રંક હૃદયને, શશિ સમ શીતલ કરજો
રાજ ! વહેલા.

વધુ શું કહીએ અંતર્યામી, તાપ ત્રિવિધ અમ હરજો
રાજ !-વહેલા.

૧૬

તું છાની છાની નયન, તલસાવે સખી શાને,
તું ધીમી ધીમી પ્રિયતમ પાસે અલી જાને;
તું ધીમી ધીમી (૨)-તું છાની
રસ કુંજની વિહારી તું છે શાણી સુકુમારી.
વહેલી અધર સુધા જઇ પાને, તું વહેલી વહેલી,
(૨)--તું છાની
મીઠી દૃષ્ટિ મિલાવી, હાય ભાવથી રિઝાવી.
સ્નેહ રસમાં ભીંજાવી સુખી થાને,
રસિકડી તું રસમાં (૨)-તું છાની,

---

શૃંગીઋષિ.

૧૬

મધુરસો મલય પવન મ્હેકે !
માલતી ફુવરે લ્હેકે !
પુષ્પ તણી પરિમલ બહુ બ્હેકે !
સખી જો ! શોભા ઉપવનની (૨)
× × ×
અંગ તવ અનંગથી બ્હેકે !
મદન તણી ફુલવાડી મ્હેકે !

લલિત તારી આંખલડી લ્હેકે !
પીડા અમે પ્રમાણી અંતરની (૨)

× × ×

સરવર કમળ પરાગ વહે !
તરૂવર નીચા ઢળી ઢળી રહે !
પંખીડા મધુંર મધુર કંઇ કહે !
સખી જો ! શોભા ઉપવનની (૨)

× × ×

અંતરે ઉંડા ઉમળકા વહે !
જૂઠી તારાં લોચનીયા શું કહે !
અલી હવે હા કહે કે ના કહે !

૧૭

માયાના મર્મ કહો કોણ કળે !
અઘટિત ઘટના અટપટી રચતી પલટાયે પળપળે–માયાના
બ્રહ્મ જ્ઞાનમાં મગ્ન થઈ જે, રમણ ધ્યાનમાં કરે;
એવા મહા મુનીશ્વર ભૂલ્યા, ભાન માયાના બળે–માયાના.
ક્યાં મુન શૃંગી માત ક્યાં હરિણી, નામ નિશાન ન મળે;
નિજ માયાને નિમિત્ત કરીને, હરિ સહાય તે કરે–માયાના

૧૮

હું તો જોગણ બની છું, મારા વહાલમની;
વહાલામની પ્રેમ આલમની.—હું તો.

.ન વનના મહેલ પ્રિતમ! તારા વિણુ સુનાઃ છે,
ીરથના ઘાટ પ્રિતમ! જોગીથી જુના છે,
રસિકા એ રસના ઉપાસકની —હું તો
તરૂ તરૂને પાને પ્રિતમ! નામ એ તારૂં છે,
રેખા રેખામાં પ્રિતમ! ભાગ્ય
દાસી એ દિલના દિલાવરની—હું તો.

૧૯

આશ્રમ તણા ચોગાનમાં. જ્યાં ચાંદની ચમકી હતી,
બેઠી હતી ત્યાં બાગમાં, એકાંતમાં ઉર ીઝવતી,
ફુલ વીણતાં કંટક ખુંચ્યાં, સુકુમાર રમણી પાયને,
પ્રેમાંશીજન તે કાઢતો, એ ચિત્ર નયનોમાં સ્ફુરે.

૨૦

વાહ ઋષિરાજ! લાગો બહુ વહાલા વહાલા!
શિર કેશ છે સુંવાળા, બહુ કાળા કાળા.—વાહ.
જાણે ભ્રમર માળા, વળી બોલ બહુ રસાળા.—શિર
હરિણી નયન વદન ચંદ્ર!
જોતાં મને થાયે બ્રહ્માનંદ!
શીખવીયે મીઠા મદન મંત્ર,
બતાવીએ રતિ આશન તંત્ર;
* * * *
ચાલોને મુનિબાળા! જોવાને મદનશાળા.—શિર.

૨૧

હાંરે ચાલો ચાલો સલુણા રસકુંજમાં !
મીઠી મજા માણો ને રસ કુંજમાં.—હાંરે.
ખીલી સુંદર શી કુંજ !

* * *

માંહી પુષ્પોના પુંજ !

* * *

ગુંજે ભ્રમર જુઓને ઉછરંગમાં.—હાંરે.

૨૨

હવે હું અલખ યોગ સાધીશ, જીવન તણી જય યાત્રા માટે;
સમાધિ સ્નેહની સાધીશ, જગત તણી વાટે ને ઘાટે.
સ્નેહી જોડીનો સ્નેહ ધર્મમાં, સફળ થશે સંસાર;
અલખ મંત્રથી ઉઘાડશું, અમે અક્ષય સુખ ભંડાર-હવે હું.
પતિત પાવની ભાગીરથી સમ, વાણી આપણી શ્યામ !
દર્શાવે મને પગલે પગલે, પરમ બ્રહ્મનાં ધામ -હવે હું.

૨૩

રસ સુંદરીની રસ સુંદરતાં, તમે જુઓ ઉઘાડી આંખો;
હવે તમે જુઓ ઉઘાડી આંખો.
ભરછક અમૃત ભરી કટોરી, અમૃત લઇ લઈ ચાખો (૨)
હવે તમે જુઓ.

વદન હેમ જ્યોતિ વસીને, નય પ્રેમ રસ જ્યોત.
હેલી કરે અમૃત તણી, આત્મા અમીરસ જ્યોત
આશા ઘેલી તમ હૃદયા ઉરના,
રસિયાવાસી બની સિંચો મધુરતાં;
લાવો રસિકતા, મમ મનગમતાં (૨)-રસ સુંદરની.

૨૪

મંગળ કરી મુજને મળજે રે મનવલ્લભ મારા (૨)
શ્યામ સુંવાળા હો રાજ! રુપાળા,
અધીરી આંખડી તલસે પ્યારા;
સહજ સુવાસિની માલતી માળા!
અમૃતથી તવ બોલ રસાળા. મનવલ્લભ.
જુદી કીકી નથી નેત્રથી, નથી પ્રાણ જેમ શરીરથી,
છાયા નથી કાયા થકી, પ્રકૃતિ જુદી જેમ પુરુષથી;
જ્યોતિ જુદી નથી સૂર્યથી, નથી ચન્દ્રિકા જેમ ચન્દ્રથી,
ત્રણ લોકમાં ગણજે નથી, કાન્તા જુદી કન્દર્પથી.
શરીર સ્વાંગ ધરીશ તવ ચરણે,
મન ધરજે તું ભગવત્ શરણે;
અરસપરસ તમે સ્નેહે સમર્પજો,
મોક્ષ કાંઠડે મોકિતક માળા.–મનવલ્લભ.

૨૫

જોને ! ખીલે પ્રભાત કેવું ધીમે ધીમે !
જોને ! વેરે પરાગ પુષ્પ ધીમે ધીમે !—જોને !
તારા ડૂબે નભ મંડળે, રજની ભૂષણ સમાન;
ઉષા ખીલે જ્યોતિ ઝીલે, અરુણની દીપ્તિમાન.
કેવો વિશ્વે વિલાસે ભાનુ ધીમે ધીમે !
પ્રકટે પ્રભુના પ્રકાશ એવા ધીમે ધીમે !—જોને

૨૬

બ્રહ્મ ભોગી તણા જ જયકાર, બધું બ્રહ્માંડ ભરે (૨)
હરિના દેવજને ઘરનર, જગે જય યાત્રા કરે (૨)
રોગ જીત્યો જેણે ભોગ જીત્યો, વળી લોક જીત્યો જેણે.
ક્રોધ જીત્યો;
લક્ષ્મી જીત્યો જેણે લોભ જીત્યો, વળી દુઃખ જીત્યો જેણે
શોક જીત્યો.-બ્રહ્મ.
ઇન્દ્ર જીત્યો, જેણે યજ્ઞ જીત્યો, વળી મોક્ષ જીત્યો જે
આનન્દ જીત્યો,
વિશ્વ જીત્યો જેણે કામ જીત્યો, અને બ્રહ્મ જીત્યો જેણે
આત્મ જીત્યો,
અહો ! જોગી તણા જયકાર, બધું બ્રહ્માંડ ભરે.
(કવિ ન્હાનાલાલ)

## ભાવિ પ્રાબલ્ય.

૨૭

મને મારીને રથને ખેડારે, બાળા રાજારે;
કાં તો યુદ્ધમાં સાથે તેડોરે બાળા રાજારે.
મને પારણું ઝુલાવ્યાના કોડરે–બાળા રાજારે.
માગું સ્વામિ તમ સરખી હું જોડરે–બાળા રાજારે.
હું તો પાલવ પાથરી પાય લાગુરે–બાળા રાજારે.
નાથ! વિનતિ વારંવાર માગુંરે–બાળા રાજારે.
વિકટ વેળાએ આમ નવ છાજે વીરાંગના બાળારે.
ઘોર નાદે સંગ્રામ પ્રિયા ગાજે વિરાંગન બાળારે.
પળમાં કૌરવ સંહારી પાછો આવું વીરાંગના બાળારે
વીર હાંકે સંગ્રામને ગજાવું વીરાંગના બાળારે
મને સાથે સંગ્રામે લઈ જાઓરે બાળા રાજારે
નાથ! નમેરા આમ નહિ થાઓરે બાળા રાજારે
વિજય વાટડીએ સ્વામિ સાથ આવુંરે, બાળા રાજારે
વીર રમણીના નામને દીપાવુંરે બાળા રાજારે
લખ્યું હશે તો ભેળા થાશુંરે બાળા રાજારે
નહિ તો સ્વર્ગમાં સાથે જાશુંરે બાળા રાજારે

૨૮.

મારા કેશર ભીના કંથ! હો! સિધાવોજી રણવાટ,
આંગણ રણધ્વજ રોપીઓ હો! કુંજર ડોલે દ્વાર;

બંદી જનોની બિરાદાવલી હો! ગાજે ગઢ મોઝાર-મારા.
જય કલગીએ વળજો પ્રિયતમ ! ભીંજશું ફાગે ચીર
નહી તો વીરને આશ્રમે મળશું હો! સુરગંગાને તીર-મારા.
રાજમુગટ ! રણુ રાજવી ! હો ! રણુદેલા રણુધીર !
અધીરો ઘોડીલો થનગને નાથ ! વાધે રણે મહાધીર-મારા

(વિમાનમાં બેસી સ્વર્ગે જતાં)
અંતે ભાવિ પ્રબળતા, આવી ઉભી રહે હજાર સંયોગે;
હોનહાર નહિ ચૂકે, ઉદ્યમ કરો ભલે તન મન ભોગે
(કવિ ન્હાનાલાલ)

૨૯

પરણીને પરાધીન થાવું, સાસરીયામાં જાવું રે....સખી (૨)
સ્વામિ સલુણો હોય નહિ તો ટાઢે છાયે સુકાવું રે....સખી. (૨)
પરણ્યા પહેલા ચિન્તા હું તો દુધ ભેળાવું;
રસિક વર વિના દિનરાત્રિ, જોબનમાં કરમાવું-પરણીને,
પ્રેમ વિનાનું પરણવું એ ભૂખ વિના જેવું ખાવું;
સ્વામિ સાથે મન વિનાનું, રાગ વિના જેવું ગાવું-પરણીને
નણદલ વીરા હોય જો સારા, તો તો સોહાગણ થાવું;
સરખે સરખી જોડ મળે તો, ગંગામાં જેમ ન્હાવું-પરણીને.

૩૦

રમતીતી (૨) વિશ્વબાગમાં, મન કલ્પિત સ્વામી મનાવતી.
ફરતીતી (૨) પુષ્પ પરાગમાં, ભ્રમર ભ્રમણ નિહાળતી;

ગૌરી મટી મુગ્ધા બની, સૃષ્ટિ અનેરી નિરખતી;
મુગ્ધભાવ જગવતિ, કંઈ કંઇ મનોરથ બાંધતી--રમતીતી.
આવી અચાનક વાદળી વિભ્રમ વિષમ વર્ષાવતી;
આપું હૃદય કે ન હજુ, હીંચોળે ચિત્ત હીંચત્વતી રમતીતી

૩૧

રાજાજી ! નોકર અમે રણુવાસનાં,
નથી અંગ વસ્ત્રો ભૂપતિ વિલાસનાં--રાજાજી !
છો દાસી તમે મંહા મન્મથને મનાવવા,
રાણીની લ્હાણુ દેવા હું આવ્યો છું મનાવવા;
ઓરાજ ! શું સમજી આવું બોલો પ્રકાશમા—રાજાજી !
પંખી સુંદર પુલ કળી કોમળ, મધુકર મોહ્યો આશે,
રસનો ભોગી રસ ચાખ્યા વિણ, આશા ભંગ કેમ જાશે ?
...........ઓ...રાણી આવ્યાં ! !
...........ના....નથી આવ્યાં,
રાજવી કંઇ લાજો, મુંગા જાઓ અવાસમાં— રાજાજી !

---

## મધુ—બંસરી.

૩૨

રાધા છો કાનનાં દુલારી, જાઉં હું વારી,
શાને લજાવ છો કુમારી !

નાહાની તારી—રાધા.
ભૂલ્યાં ગોપાલ હૈયાહારને મ્હૈયારી !
હારી હું હારી—રાધા.

૩૩

બંસી મહિં પ્રાણ વસ્યા હાં શ્યામળા
પ્યારી એ પ્રાણથી !
કાન કેરી હૈયાહાર એ માનીની !
ગોપી શું કામની ?– બંસી.
હો બંસી કે ગોપીઓ, કાન તણાં સૌ પ્રાણ,
રાધા, ધેનું ગોપ, વ્રજ, સહુપર એ કુરબાન,
વાણી વળી જાદુ ભરી, હૈયું હરી સ્મિત કરી,
હાં કાનુડે ભૂલાવ્યાં ભાનથી—બંસી.

૩૪

જાગી જ્યોત જાગી હૃદયની જ્યોત જાગી,
બંસીઓ સાથ વાગી, આત્મની તાલિ લાગી,
બ્રહ્મની ધૂન મધુરી એ સુભાગી - જાગી.
સ્વર્ગ અવની સૌ સુહાયે,
દુઃખ દિલનાં સૌ શમાયે,
સૂર ઉર ઉરની પૂરાયે,
થાજો સ્નેહયોગી, સ્નેહભોગી, સ્નેહરાગી–જાગી.

૩૫

પ્રાણુ પ્યારાં એ,
મીઠડાં એ, રતિસમાં એ, લજાયે સુહાયે નેનરે-પ્રાણુ.
રતિશી કામણુગારી કાયા,
મદન મોહન વાહુ રાયા !
ઉતરી આલમ મોહ માયા,
વરી આ વ્હાલમને !—પ્રાણુ.

૩૬

મોરી બૈયાં ન પકર, ગિરધારી શ્યામ,
ચલી ભરન નીર જમુના કે ધામ—મોરી૦
તુમ તો જાયે સોતન સંગ રહેતે,
અબ તો સનદ પ્યારી, શ્યામ—મોરી૦

૩૭

આશા નવ વન રસભર નારી,
શોધતી હું મહાદેવી દુલારી,
ભેટયાં પ્રાણુ સમાં માલી—આસા.
પ્રાણુ આદેશ શિર સાટે ધારી,
થાઇશ હું જલધારી—આસા૦

૩૮

જરાં કહોજી સાવરિયા, શાં જાદુ કર્યાં !
જાદુ કર્યાં, મન ઘેલાં કર્યાં,

હતુ મમ દિલ ભોળું બાળ, નહિ સમજ્યું કુમારૂં, કંઈ
કાતિલ તમારા કામણે, બાળાં દીવાની થઈ;
જીગર અમ લૂટી લઇને ના દવા પાગલને દેશો કંઈ,
જીવન વિનાની વેલીને પ્રીતિના પાણી પાશે નહિ-જરા.
હર્યાં અમ પ્રાણ નેહે નાથ, કરૂં વિનંતી સતાવો નહિ,
મોહન તમારાં હાસ્યથી, નેનો નચાવો નહિ;
શરમવશ મુખે કહેવું શું ?–દયા ઘાયલની લાવો કંઈ;
શરમ આંખોની રહેતી હો, કલેજાં કૂણાં કાપો નહિ-જરા.

---

## ભાગ્યોદય.

### ૩૯

ભાગ્યે જે લંબાયું જરૂર તે થાવાનું
લખે જે વિધાત. ન ફોગટ થાતાં.
કરો બળ સામે મિથ્યા તે જાવાનું-ભાગ્યે.
માતુ-ઉદરે જવ બંધાય તન આ,
એ દેહ માંહે પ્રવેશે જ્યાં પ્રાણનો પવન આ
ત્યાંથી છપાયે કેવું છે જીવન આ,
સમજોને શાણા, છે વેદનાં વચન આ-ભાગ્યે.

૪૦

દિલ મારૂં આ દીવાનું ફટક્યું ફરે છે ક્યાં ક્યાં ?
જેમ જેમ લગામ ખેંચું જઇ જઈ મરે છે ક્યાં ક્યાં ?
પૂરાઇ પીંજરાંમાં હું પંખણી ખુશીથી,
તોહે પછાડી પાંખો ફોકટ ફરે છે ક્યાં ક્યાં ?
જુવાની આ મુંઝવે, પણ સત્ય કેમ છોડું ?
તોયે હૃદય પ્રણયની પ્યાલી ભરે છે ક્યાં ક્યાં ?
ક્યાં ક્યાં જીગર ચીરાયે, ક્યાં જીંદગી સુકાયે,
જાણું ન આંખમાંના આંસુ ખરે છે ક્યાં ક્યાં ?

૪૧

મને વરવાની આશામાં,
જોને વર પેલા સલામો ભરી રહ્યા—મને.
જોબનનો નવ રંગ ચડયો તને અંગ અંગે સખી,
ખીલ્યું અનોપમ રૂપ મનોહર--પેલા સલામો.
મીઠાં સુણાવે ગીત ફાગણ જો પ્રેમનાં
શ્રૃગારો મોકલે વસંત આ,
બન્ને રસીકવર બાઇ મળ્યા તને,
ખોળે કાં કંતને ?
વરને વસંતને,
ખેલાવશે તને—પેલા સલામો.

લુચ્ચો પવન મારે અંગે લથડાય છે.
ભમરો આ કંઈક કહી જાય છે,
ગાંડા બન્યા છે બેઉ તારી મીઠાશમાં,
રસના ઉલ્લાસમાં,
બાહુના પાશમાં,
બેલે વિલાસમાં–પેલા સલામો.

૪૨

પાય કોણુ મને પ્રીતીના ઘુંટડા,
ગોત્યા મેં કૈંક ફૂલ ફાલ્યા ને ફૂટડા–પાડ.
પરણ્યો પડયો રહે છે પારકી પંચાતમાં,
મૂને બોલાવે નહિ દીમાં કે રાતમાં,
વરતો મળે હજાર નાતરીયા નાતમાં,
મનના રીઝે એવી વાતમાં—પાય.

૪૩

આંખો પરે અંધારી પૂરે પુરી છવાઈ,
સત્તા તણાં ગુમાને બુદ્ધી એ ઉંધી સૂઝે,
પીડો તમે, મારી મરે રૈયત રીબાઈરે....આંખો.
આ રાંકડી રૈયત રદી સોંપી તમોને ઇશ્વરે,
એને પ્રીતીથી પાળવી કે મારવી એને અરે ?
લાખો જીગરમાંના નીસાસા કો કદી બુરૂં કરે,

માટે દયાની દ્રષ્ટિથી પાળો પ્રજાને આદરે,
સંતોષ જ્યાં પ્રજામાં, આબાદી ત્યાં સવાઈ,
જ્યાં ધર્મ રાજ્ય ચાલે, ત્યાં રામની દુવાઇ–પીઓ.

૪૪

ઓચીંતાં કુસુમ બાણુ મારી, ઓ પ્યારી,
રંગીલો કાન કયાં ગયો,
મીઠા બોલ બોલી ફસાવી છબીલો કાન કયાં ગયો ?
હું ઢુંઢું અકેલી વનમાં,
અરે હાં, છુપાયો કયાં લાડી હો ?–ઓચીંતાં.
મટુકી લઇ હું તો ગઈતી મહી વેચવાને,
લુંટી લીધી નંદલાલે,
ભુલેલી ફસેલી થૈ ઘેલી છળેલી, બતાવો રસીલો
કયાં લાડીલો ?–ઓચીંતા.

૪૫

ચાલોજી પીયા ખેલો આજ હોરી,
તારી રંગ ભરી પીચકારી સોનેરી,
દેહ ભીંજાય જો ગોરી ગોરી મોરી–ચાલોજી.
તુ વસંતની વેલડી લ્હેરે લળી લળી જાય,
તેમ તેમ મોહન મંત્રથી, મુંજ મન ઝોલાં ખાય,
પીયાં તારાં ઘેરાં નેનાં,

કસુંબલ ઘેર્યાં નેનાં,
રોકે ના જાજો વ્હાલા.
રંગ ચુવેને ભીંજાય સાડી મોરી ચોલોજી પીયા બેલા.

૪૬

કોણ વિદેશી મારા મનમાં વસી રહ્યા?
મોહની મુરતી જોઈ કાળજું કોરાયું,
ક્યારે ન જાણું ક્યારે મારૂં ચિત્ત ચોરાયું?–કોણ
પ્રાણનો જીવન થયો, પણ નવ પીછાનું.
જાણું છે આધાર, પણ નામ ઠામ ન જાણું,
અજાણ્યો પ્રીતમ મને બાવરી કરી રહ્યા કોણ.

૪૭

પ્હેલી ચૂમીનો લેવાને લાવ,
આમ થાઓ કાં ઉતાવળા?
કોઈ દેખી જો જાય મરૂં લાજી હું હાય,
મીષ્ટ હાસ્યથી બોલવે અધર,
કેમ છેટાં રહ્યું જાય?–પ્હેલી.
મોંઘા નવી સ્રીની પ્રીતીનાં મૂલ છે,
તેમાં અમારી ચૂમી તો અમૂલ છે
એકવાર કરૂં એ પાન,
જાઉં થઈ હું તુજ ગુલામ–ચૂમીનો.

૪૮

ભાગ્યની ગાડીએ, ઉદ્યમ ને અભિમાન,
જોડયા એ બે બળદીયા, નસીબ ગાડીવાન,
સુખ દુઃખે ભરી, આ મુસાફરી,
કરમે જે ઠરી કરવાની પુરી,
નહીં વધે ઘટે તેમાં જરી,
જીવની શકિતને પ્રબળ બુદ્ધિ,
કાં ગણો તમામ નકામાં ?
નકામાં તમામ એ નકામાં, ન થાઓ બાપુ સામા;

સાખી.

જીવ ભાગ્ય ફળ ભોગવે, પૂર્વ કર્મ અનુંસાર,
વાવેતર આ જનમનું બીજે જનમ ખાનાર;
ચાહે તે કરે. ને મથી મરે,
ભાવી ના ફરે, કોઇ દી ખરે,
જે લખ્યા લેખ તે ઉતરે.
સદ્ વિચાર, સાધન પ્રયત્ન,
કાં ગણો તમામ નકામાં ?
નકામાં તમામ એ નકામાં, ન થાઓ બાપુ સામા.

૪૯

## સરસ્વતી-ચંદ્ર.

હળી મળી સહુ આલીરે પ્રીતે રીતે યજન ઉમાવરનું કરીએ.
મૃગમદ ચંદન અગર સુગંધિત ઉત્તમ વિધિને આદરીએ,
વ્હાલ ધરીને વામાઓ વ્રત ધરે,
શંકર તે સતીને સુમ અરપે આ............
સ્રીનો સૌભાગ્ય હાર, સ્વામી શૃંગાર છે...........
એ સુખ અખંડ સદા શિવથી માગનાર છે..........
એવું જાણી શાણી સ્નેહ સ્મરીએ આ............
ભવ ભવ કારણ, ભવજલ તારણ,
સદાય ચરણ શરણે ચિત ધરીએ;
શિવ ભક્તિવર, વરસુખ દાયક,
વ્હાલે વર વાંછિત વરીએ આ..............

૫૦

ઓહો કરમગતી, પલટી મતી મારી,
તજી નગર ઘર, દુર સ્વજનથી,
ઉર રહી ફિકર ભારી, તજી સુકુમારી-
ચંદ્ર કુમુદ તજી ડુબે ક્ષીતીતલ
રજની કરી અંધિયારી દીન દુઃખીયારી,

૫૧

હે...ચન્દ્ર ધીમાંરે પ્રકાશો ગગન મંડળેરે;
હે....અમીરસ સીંચી સ્નેહ નજરથી લગાર વ્હાલી
કુમુદને વિકસાવવારે.
શિતલ વિમલ કિરણુના કર સ્પર્શથીરે,
દૂર છતાં પણ દિવ્ય સ્વરૂપનાં દર્શથીરે.
ખિલાવો કુમુદ જરીરે, રસીલીમાં રસભરીરે, વ્હાલ વધારવાંરે
જળમા વસતી કુમુદિની, ચંદ્રમા વસે આકાશ;
જે જેના હૃદયે વસે, તે વસે છે તેની પાસ,
રખે ચંદ્ર ડુબાઓ સજળ વાદળેરે,
પ્રેમી કુમુદને ડુબાવી વિરહાશ્રુજળેરે;
પડી પહ્રી ।। સ્નેહ સરોવરેરે,
પ્રેમ મંત્રથી આરાધે ચંદ્ર અંતરેરે,
મુગ્ધા પ્રીતિવશ કુમુદિની, તમ દર્શમાં છે આશ;
રખે ભજી કરતા પ્રભુ દુર દ્વિપાંતરે નિવાસ
જો જો પ્રલય કાળના તોફાનમાં,
કરતા ઉંડા ધરણી તળમાં વાસરે,
કરવો પ્રફુલ તજી કુમુદને,
શિતળ એ અમૃત બિંદુ વરસાવીને,
કોમળ કળીપર આણી અંતર વ્હાલરે;
કરજો પ્રફુલ પ્રિય કુમુદને.

૫૨

પાપીના મોહડાં કાળા, સતીઆની ઓલબાલા,
થન થન કુટિલ મન શું કરે, તનમન કરી લે તું ભજે,
દોરી છે સહુ તુજ, હાથમાં જગનાથના.
શું કરે ભલા વૃથા બડાઇ પ્રભુ કરતા, જગધરતા, સંહરતા,
અદલ ઈન્સાફ તેના હાથમાં નાદાન કર ગુમાનના
પાપીને ધારણા થાય અંતે ધુળધાણી,
ત શઠત દુર્જનતા મન ક્રૂરતા, નીષ્ઠુરતા.

૫૩

માનસ–સરમા ઉછરેલી તું દિવસ કેમ અહીં કહાડે,
સારસ શુદ્ધ તરે વિકસેલાં અલિ ફુલ ગુંજા માંડે–માન.
માંડી ગુંજા એ સરી જાતાં, સુરભી પરાગની માંહે;
સુરભિ પરાગ કરે સુરભી ખરી, પ્રસરે સલીલ પ્રવાહે–માન,
એ માનસ સરમાં ઉછરેલી! પડી અહીં તુ આજ;
મલિન દેડકાં ભર્યાજ ખાડામાં પડી હંસની હાય!
માનસ સરમાં ઉછરેલી! તુજ દિવસ અહીં કેમ જાય.

૫૪

પ્રીતિ કરી શું તરછોડી પરદેશી,
હાં છોડી પરદેશી, હાં છોડી પરદે.
પૂરી પંખીણી પ્રેમ પીંજરમાં.
આખર પાંખ મરોડી પરદેશી, હાં છોડી પરદે

ત્યાગી કુમુદ વન ભટકી આ ભ્રમરા.
આવ્યો અહીં શું ફુગે દોડી પરદેશી,
હાં દોડી પરદેશી ,હાં દોડી પરદે
ઉડીજા ઉડીજા પંખી મુસાફર,
રેન રહી છે હવે થોડી પરદેશી,
હાં થોડી પરદેશી, હાં થોડી પરદે

૫૫

શીતલ ચંદ્ર જેવું વદન કન્તીમાન
નયન મીંચી લે તુ શાંતીથી વિરામ,
જાણે જઇ ભેટું એવા ઉમળકા આવે છે,
બોલૂં કંઇ બોલૂં ત્યાં તો શરમ દબાવે છે;

---

કાંઇ કાંઇ અંતર થાય થાય ના સ્હેવાય.
થર થર કંપે કાયા, સ્વર થરરાએ છે;
ચાલુ ત્યાં ચરણો અન્યોઅન્ય અથડાએ છે;
લાગી લાગી હાં સમર લ્હાય લ્હાય લ્હાય અસહાય
જાગોજી જાગો વ્હાલ નીદ્રાં વીસારી હયો
રાગી થઈ ત્યાગી વ્હાલા ત્યાગી સમાધી હયો;
લળી લળી લાગું હું પાય—પાય પાય ઢાળું વ ય.

૫૬

મને પ્યારી લાગે હાં છબી સુંદર મોહન વરની
મોર મુકુટ પીતાંબર સોહે ગલે વીજયંતિ માલા,
વંદ્રાવનમાં રાસ રમે હરી રાધા રમણ રૂપાળા,
રશીયા રસ તરસ્યા રસીલીના રસિક અધર ચુમંતા
પીન પયો ધર મરદન કરી હરિ ભાવથી ભુજ ભરંતા.

૫૭

અયસે પાપી નર હોવેંગે કલજુગમેં.
પગડી બાંધે પેંચ સવારે ઠુમક ઠુમક પાઉંદેંગે,
ગલીઓં કે બીચ ફીરે બાવરે, નાર પરાઇ પાપી તકત
ફીરેંગે—
ભુખે પ્યાસે સાધુ આવે, ચપટી ચુન ન દેગે,
સાલા સુસરા રોજ જમાવે, ભાઇઓસે પાપી રાડ લડેંગે—

લાલ સ્થંભ લોહેકે ધખાકે ઉસકે સાથ બધંગે
તુલસીદાસ ભજો ભગવાના પાપ પુન્ય દોનો સંગ ચલેંગે-

૫૮

અલખ લેહ લાગીરે જગતની માયા હવે ત્યાગી
જનમી જીવ જંજાળે જીવન વ્યર્થ ગયું
માનવ તન આ ધરી ન સુકૃત કાંઈ થયું
હાય ઓય હરઘડી કરી જીવ બનીસ્વાર્થમાં અંધ
માયા મોહ નીશા અધારે ન સુઝયો સારો પંથ.
શું ધન ધરણી ધામ યુવા રૂપી રંગથી
વસ્તી વાડી બાગ બંગલા પ્રસંગથી
વીજળીના ચમકાર સરીખો માયામય સંસાર,
અલ્પ ઘડી આરામ માટે નહીં મન ફાંફા માર.

૫૯

પરણીને પરવશ થઈ રહેવું, પિંજરમાં પુરાવું.
સુખમાં ફરતા સ્વતંત્ર જીવને બંધનમાં બંધાવું.
પરણીને પસ્તાવું વળી પાછું રંડાવું.
રસ ભીના રંગ રસીયા સાથે રસમાં રસબસ થાવું,
અધર સુધારસ પ્રીતિ અમૃત પીવું ને વળી પાવું.
પરણી લ્હાણુ કમાવું સુખી સંસારે થાવું.
ભોગ તેટલા રોગ સમજવા વિષય વિષ નવ ખાવું,
ઝેર હળાહળ અમૃત માની નવ પીવું નવ પાવું,—

રચી ઇશ્વરે સૃષ્ટિ એવી, પાપ ગણ્યું તું શાણી?
શિવ સાધુ યે ગેશ્વર તોએ રાખે સંગ ભવાની—
રહી ગાર્ગી બાળકુમારી, સરસ્વતી પણ સાથે,
પ્રવીણે પણ પતિને પરણ્યાની પીડા ન લીધી માથે–
છઠ યોગી પણ ભોગી બન્યા માયામાં લપટાયા,
ચંચળ મનના ચકડોળે ચઢી ભલા ભલા ભરમાયા.–
સુંદર વનની કુસુમ કળી તું, બની હાર હૈયાનો
રસિક તણે હૃદયે વળગી કર સફળ હેતુ જીવ્યાનો.—

૬૦

હું પરણું કદી નહી, પીડ ધરૂં નહી શીરે કદાપિ સંસારની
રહું બાલકુમારી, સદા બ્રહ્મચારી હું ભકિત કરૂં વિશ્વાધારની
પ્રીતિતણા પિંજર વિષે પરવશ થઇ પડવું નહીં.
સંબંધીઓના બંધની બેડીથી તન જડવું નહીં.
આ નાટકી સંસારની દુગ્ધા મહીં મરવું નહીં,
અમૃત ગણીને વિષય વિષ પીવાનું મન કરવું નહીં,
જુઠાં માયા અંધારમાં હું પડું નહીં રહી વાત હૃદય વિચારની

૬૧

શાંત સમાધી ધારી શું બેઠા જાગો ઓ જોગી બાલ;
દ્વારે તમારે ઓ આવી ભીખારણ ભોળી બીચારી બાળા
ભ્રષ્ટ કલંકિત પ્રેમથી વંચિત સંચિત પાપની શામા;
વરથી વિખુટી વચનની જુઠી, ભાગ્યની ફુટી ભામા,

ત્યાગી ઘરજન વનમાંહી આવી ગત અંધારી ઘોરરે
ભવ જંગલમાં ભૂલી ભમું ત્યાં મળ્યાં લુટારા ચોરરે
લુટી શોભા સુખ અને લુટ્યાં સહુ શણગાર;
પછી પ્રજાળી પ્રેમદા ધગધગતે અંગાર.
અલગ થયાં શું યોગી મ્હારા, અલગ અલખ જગાવો
શરીર સળગતાં, શેશ વિભુતિ અંગની અંગ લગાવો

૬૨

થા પ્રિય કુસુમ હૃદયેશ્વરી
પતિની નેત્રમણી થઈ રહી મનહરી—
વરબાળા વ્રત વિસરી—

વ્હેન વચન તમ હિતકર માની, પતિ ચરણામ્બુજ સેવી.
સતિ સૌભાગ્યવતિ સુખદા; થા; ગણીપતિ પ્રભુ ગ્રહદેવી;
રહે સુખી સાગર સંગમ પામી, ઘેલી ગંગા ગૌરી થા.

---

## સતી દ્રૌપદી.

૬૩

ધર્મ ધુરંધર શ્રીયદુનંદ જયજગ વંદન સ્વામી રામ
જગદાનંદન કંસ નીકદન પંકજ ચરણ નનામી રામ;
સત સતી સુખદાયક જનના, સહાયક દીનના,
વિશ્વંભર વ્યાપક જળ સ્થળના, શશી દીનકરના;

ગોબ્રાહ્મણ પ્રતિપાલ લાલજી, પાંડવ રખવાળ જોને,
દ્રોપદી કેરા દાસ દયાળુ કૌરવ કુળના કાળ જોને;
ભારત ભવજળ તારક સ્વામી પાર્થરથના ગામીરામ

૬૪

હો કનૈયાજીરે અમને મોહન માયા લગાડી અલબેલા
વનમાં વેણુ વગાડી અલબેલા— હો૦
બંસીબટ પનઘટ નિકટ, ત્રટ યમુના યદુવીર
નાચે નટવર નંદના, હરી હળધરના વીર
લીલી લવિંગ લત્તા શોભિતાજીરે,
લીલાં વન વૃક્ષ વેલવાડી ઓનાજીરે મારા વાલા-લી૦

× × × × ×

ચાલો સખી જઈએ ત્યાં જ્યાં વસે વૃજરાજ,
નીર ભરતાં પ્રભુ મળે મળે એક પંથ બે કાજ,

× × × × ×

રસીયાજી રાસ રમાડોરે અમને રસીયાજી રાસ રમાડો.
સમીરે સંધ્યાની આવી સરખી સાહેલી,
આનંદ અંગે પમાડોરે અમને રસીયાજી રાસ રમાડો.
બંસીબટ સેંમબટ નહીં, નંદધામ સમ ધામ,
વંદ્રાવન સમ વન નહીં, કૃષ્ણ નામ સમ નામ.
કાનજીને માથે મણી જડયા મોળીયાંરે,
તારા મોળીયાંનો બડો બડો ઠાઠ

ખમા ખમા રૂપાળા કાનને
કા'નજીએ પીતાંબર પેરીયા કાનજી કાને કુંડલ હૈએ-હાર
ખમા ખમા લટકાળા કાનને—હો કનૈયા—

૬૫

શામળીયાજી કરજો મારી સ્હાયરે,
વ્હાલા ગરૂડે ચડીને વે'લા આવજોરે,
શ્યામ સલુણા સુભદ્રાના વીરરે
આ દીન બાળાની લાજ દયાળુ રાખજો ;
છોગાળા છે વાત છેલ્લી નથી કોઈ મારૂં બેલી
વા'લા તુજ ગુણની ઘેલી દાસી દુઃખમાં ડુબેલી
દુઃખીનીની દાદને ફરિયાદ અંતર લાવજોરે.
સેરના કૌરવ કર્મ ચંડાળ દુશાશન નિર્દય અ
જોતાં પાંચ ભતીર પાપી પટકુળ તાણુંનો;
વા'ર આવોને, દયા દીલ લાવો ।
નાથ છું અનાથ નારી ભરૂસો છે ભૂધર ભારી,
જેવી તેવી છું તમારી વા'લા દેશો ના વિસારી
તે હળધરજીના વીર આવી ઉગરજોરે. વાહ ।,

૬૬

વા'ર લાલા મોહન બંસીવાલા,
ઠગો છો શાનેરે સલુણા,
જાણી જાણી તમારી મેં ઠગાઈ

પ્રીત બાંધી હવે હું પસ્તાઇ
પસ્તાઈ પુરી કાના ઠગાઈ હું તો કાન',
રસભીના રંગીલા શરમાળા શામળીઆ–વારે૦
શાને સતાવો વાલા વાતે ઉડાવોરે,
એરી એરી લાલા વતે ઉડાવો;
મેં જાણ્યા સરવે ચાળા અરે જાઓ નંદલાલા
વૃજલાલા ગોવાળા છબીલા છોગાળા'–વારે૦
શાને સતાવો વાલા વાને ઉડાવોરે,
એરી એરી લાલા વા ઉડાવો;
મેં જાણ્યા સરવે ચાળા અરે જાઓ નંદલાલા
વૃજલાલા, ગોવાળા છબીલા છોગાળા.' વારે૦

૬૭

સખી સ્વપ્ન મહીં મનમોહનને, નીરખ્યા એકાંત વિષે સયને
શરમાઇ રહી રતિ નાથ મદે, મુખથી કાંઈ ન બોલાય અરે;
વિનવે અતિ વલ્લભ વ્હાલ ધરી, નવ ઉત્તર મુખ અપાય જરી
નિચું જોઇ રહી દ્રગ પ્રેમ ભરી, ખણુતી પૃથ્વી નીજ પાય અરે;
કર ગ્રાહી સીકુ રૂદે વળગ્યા, કરતાં બળસેન થયા અળગા,
તુટી હાર ગયો એ રકઝકમાં, કસ કંચુકીની છુટી જાય અરે;
છુટી કેશ ગયા વિખરાય અરે, ગઈ દેહ કળી કરમાઈ અરે;
ગયાં સ્વેદથી વસ્ત્ર ભીંજાઈ અરે, પશુ નાથ થયા નગણાજ અરે,
મનથી મન સેજ ગયું પીગળી, જેના સાકર દુધની સંગ ભળી,

કીધા ભોજન નાથની સાથ મળી, મુખવાસ સુવાસ અપાય અરે
મુખ તાં મુલની પીચકારી ઉડી અચાનક નાથને અંગ પડી,
સખી તે રજની અને તેજ ઘડી રસીયો રીસ લાવી રીસાય અરે,
સજી શસ્ત્ર શરીર શું અશ્વ ચડી રણુ જાય પિયુ અરે હુંથી લડી
સખીઓ વિનવું તમ પાય પડી કરો જે રીતનાથ મનાય અરે

૬૮

વા'રે આવો વિઠ્ઠલ વનમાળી,
પ્રથમ વચન દાન આપ્યું તે સંભારી;
ઓથ નાથ વિશ્વનાથ છે તમારી
આશવાસને જગન્નિવાસ ભારી,
અધવચ અંતરીયાળ શામા રડવડતી રહી.
એકે નથી આધાર વાર કરો માં વાલમાં,
ભાવી ભકતનાં અનેક કામ કીધાં,
ધ્રુવ અંબરીષને અભયદાન દીધાં;
કઠળ કષ્ટ સમયમાં કઠણુ થશો મા,
વ્હાલા બિર્દ આપનું ભુલી જશોમાં.

૬૯

ગોવીંદ ગુણુ ગાઓરે....નરનાર
ગીરીધર શ્રીધર શ્રી મુરલીધર;
નામથી નેહ લગાવો—હા નેહ લગાવો રે.
મારૂં તારૂં મિથ્યા માની કૃષ્ણુ કૃષ્ણુ કહે જાવોરે ૨૦

અધમ ઉધારણુ ભવ જવ તારણુ,
નિરભય નામથી થાવોરે ભય નામથી જાવોરે ૨૦

---

## વીર કેસરી.

૭૦

થવાનું ના થવાંનું કહે નજૂમી કોણુ એવો છે,
ન જાણ્યું જાનકીનાથે, સવારે શું થવાનું છે?
હતી શલ્યા રૂપે અહલ્યા, જગતમાં વાત જાહેર છે,
ન જાણ્યું જ્ઞાની ગૌતમે, સવારે શું થવાનું છે?
હતા કૌરવ અને પાંડવ જગતમાં મહા બળી યોદ્ધા,
ન જાણ્યું ભીષ્મ જેવાએ, સવારે શું થવાનું છે?
રમ્યા જુગટું સહુ સાથે, વિભૂતી સૌ ગયા હારી,
ન જાણ્યું ધર્મ જેવાએ, સવારે શું થવાનું છે?

---

૭૧

જબ દીલ ન હોં કાબુમેં તો કયા મેરી ખતા હય યેહ
શાને ખુદા હય.
સચ હય જો મહોંબ્બતમેં કીસીને કહા હય અાફત હય
બલા હય
આઝારે મહોબ્બસે તો અલ્લાહી બચ એ યેહ ગમન દીખાએ
યેહ દર્દ વહી હય જીસકી નહિ કોઇ દવાહય બેકાર દુઆહય
શાયદ્દા કોલગે કે સ. અંદાઝ તો દેખો કુછ ગૌર તો કરો
મરતા હય તો મરને કે સીવા કોન જીયા હય આખર
કોફના હય.

૭૨

હું પદ તજો હર મી દુનીયા નથી સદાની
જર જોર ને જુવાની સહુએ થવાની ફાની
સાચી સલાહ માનીરે કરણી કરો મજાની
મમતા મુકોને પ્રાણી સહુ અંતે ધુળધણી
આ જુઠી જીંદગાનીરે સ્વપ્ન સમી લયો જાણી
કોઈ આજે કોઇ કાલે પરલોક પંથે ચાલે
જમદુત આવી ઝાલેરે દુનીય ડુબી જવાની

૭૩

આપ ૫ ૫ડ વ ડીમાં પધારજો લ્હેરીલાલ
મંદીરની સામે મકાન છે, નીચે દેશી દારૂની દુકન છે

રંગરંગીલા આલ મારી પાડોશમાં તુલસી ક્યારાનું નિશાન છે
(છજામાં તુલસીના ઝાડનું નિશાન છે—લ્હેરીલાલ
અખંડ ને અભંગ આજ સાંજ પહેલા પધારજો
હડતાળવાળ નું તોફાન છે જબરૂં હડતાળવ ળાનું તોફાન
છે—લ્હેરીલાલ

જોખમ ભરેલું કામ પુરી પંચાત છે ધાસ્તી છે આફતમાં
જાન છે, મારા બાપ ધારતી છે—લ્હેરીલાલ

---

## રૂકમણી—સ્વયંવર.

### ૭૪

ગ્યાલન હું રાધા ગોરીરે ગોપાળ બન્યા ગંવલીરે
જે વીશ્વના નિયંતા અજ એ રૂપ કર્તા
ભકત પ્રેમવશ પરમેશ્વર બન્યા મારા મ ગ [illegible] દર્શી
શુભ પ્રેમ પંથ બતાવો ભવ ભય હવે મીટાવો
મુજ અંધના નયન ઇશ્વર હૃદય લગાવે હર્ષી

### ૭૫

યમુના તણા કીનારે ગોપાળ ગૌ ચરાવે
સંગીત સ્વર ઈશારે રાધા નીકટ બુલાવે
બંસી ધ્વની સુણીને શુદ્ધ દેહની ભુલીને
નીકળીને ઘરથી રાધા ગોપાળ સાથે આવે
યમુના સરિત કુંજે શૈયા કમળ બીછાવી
શ્રીકૃષ્ણ કર કમળથી રાધા ચરણ દબાવે

૭૬

મણીના ચોર એ મુરારીરે નટવર ગીરધારી
રમણી મણી રાધા મુખ ચંદ્ર ચકોર
નવલ યુવતીના નવલ યુવ મણી ચોરે નંદકીશોર
નવનીતના રમણી અધર રસના રસીયા
નંદ કિશોર રમણી—
જળને જમુનામાં અમો જળ ક્રિડા કરતાં બાઈ
ઠાકોર આવ્યા તે ઠામ (૨)
હરી વસ્ત્ર બેઠા વટના વૃક્ષરે કપટી કાનુડો
રમણી મણી રાધા મુખચંદ્ર ચકોર
સંધ્યા સમય જળ જમુના હું ભરવા ગઇતી
જબરૂં કીધું ત્યાં જોર (૨)
માટને ફોડી નીર ઢોળી બતાવ્યો તોર
રમણી મણી રાધા મુખચંદ્ર ચકોર—

---

## વીર દુર્ગાદાસ.

૭૭

સોગન લઉં નદા ચંદાના સોગન લઉં
સોગન અમારા કેવાં ગણીને ?
તમને વહુ દીકરી માનીને, સોગન ખોટાં

લક્ષ્ય જાણીને સોગન
મતિ પિતાની હવે સુધરશે
વંદન નંદાને મળી જશે, સોગન લીધેલા
ટળી જશે. સોગન૦

---

## બોલનો કાગળ.

૭૮

એજ માગે સાહેલી સહુ સંગે મળી
કુસુમ દઈને સખી સુચન કરે છે એવું
પોતે ખિલી જગ ખિલાવો
ખિલે છે જેમ કુસુમ કળી—
કરમાં કંકણ કનક કેરાં સુહવિએ
હીરા મુદ્રિકા આ અંગુલી ધરીએ
લાજ કંકણ લલનાનું
હીરા સમ શીલ સુભગાનું
પામજો સદ્ગુણશાળી સ્વામી
પ્રણય પંથ ગામી,
આશીષ છે અમ્હારી,
આભારી બ્હેનો મ્હારી;—

૭૯

રંગી, આ દુનીઆનાં રંગીએ રંગી તે રંગી બેરંગી
દુનિયા દોરંગી.
સાગર પાણી શીતલમાં, વડવાનલ તેના તળમાં
આગ ને પાણી બન્યા સંગી
આજે અંગી મનાતા, કાલે ભુજંગી થાતા;
કોણુ ભુજંગી કોણુ અંગી
વાયુ જે દીપક ઠારે, આગને એજ વધારે,
પ્રભુની પ્રભૂતા એ દોરંગી.

૮૦

ફૂલણુજી ફૂલોમાં આગ્રા ફૂલ્યું ફૂલ ફૂલી કરમાશે.
ફૂલી કરમાશે ખીલેલું આખર ખરી જાશે,
સરખા દિવસ ન ગયા કોઈના તેમ નહિ જાશે;
રેંટ તણી ઘટમાળ ભરાશે ભરાઇ ઠલવાશે
ઉજળું એ સહુ દુધ આજ અભિમાને દેખાશે;
જ્યારે પડશે કાળ ઝપાટો ત્યારે સમજાશે.—

૮૧

શરમ, શરમ, શરમ, શરમ, બોળવા બેઠો નામ,
કરે છે ગુલામ ઈજ્જત લિલામા ખાનદાનનું જરા ન ર માન.
થાય આજ થાય છે બુઢ્ઢાની આબરૂ લિલામ
જાય આજ જાય છે સરઃ ામાં ખાનદાન શાન;

છે ખરીદનારનો ચઢાવો છુટી બદામ,
એક-બે-ત્રણવાર, સોદો તમામ
વન–ટુ–થી ટેમ સેદો તમામ
કયાં ધનવાન તણું ખાનદાન, કયાં એ ગરીબ નોકર ગુલામ
નાક કપાવ્યું સહુ ઓળખીતામાં થુથું કહી સહુ થુકશે ગામ

૮૨

માલી વિનાની ખાલી જોબનં તણી પુલવાડી
હાએ સુકાઇ ચાલી; પણુ નાવે જીવન માલી
ગાલ ગુલાબ તણી ગઇ લાલી.
નરગીસ આંખ નમી મદવાળી
લ્યો સંભાળી
જીવન માલી
પાણી વિનાની ડાલી તાપે તપી હરિયાળી

૮૩

હાંરે બની નારી નખરાળી.
અંગે ચોળી સાડી ધરી મોહનજી વ્હેલા પધારજો
જોજો નારો મુછાળીનાં વિસારજો
હેતે હૈયાપર હાર કરી ધારજો
રહી પડદે પ્રીતિના રસો ચાખશું
મુસં મીઠું શત્રુની આંખે નાંખશું.
બનો નારી સુજાણુ

હેનું પ્રીતિની લ્હાણ

જોજો ભૂલી પ્રીતડીથી ડૂલી નવ જરી વિસારજો,

૮૪

આવો કોઇ વૈદરાજ ઓષડ અજમાવો,
આ લાગી લગન વિસરાવો.
પ્યાલો જે પ્રીતિનો ઝેરી પીવાણો તે,
પાછો કઢાવો યા પચાવો,
ફડ છે કોઇ કંઇ કાન કંઇ સાંભળે છે.
કંઇ કહેવા જતાં આ જીભથી કંઇ નીકળે છે.
જવાનુ કયાંય ને આ પાય કયાં આડા વળે છે.
થતું નથી કંઇ બીજું પણ ચિતડું ભડભડ બળે છે.
એ છોડાવો લગન, આ મિટાવો અગન શાંતિ લાવો,

૮૫

હર ફેશનમાં, પોઝીશનમાં, ઓયસ એમ
બ્યુટી ફુલ મેડમ
જે દેખતા તે સહુ કહેતા, ગુડ ડે બાનુ વેલકમ;
મૂછાળી મેડમ ને હરદમ ખુશાલી અહાહા હાહાહા
આઇગ્લાસ આંખ ઉપર ને માથે વિગ કાળી
આંબેલા લેડી, ફેશનની હાથમાં રૂમાળી,
છે લેડી બૂટ પગમાં ને વોચ ખીસે ઘાલી,

કેપર લગાવ્યો પાઉડર ગાલે લગાવી લાલી
જે દેખતા તે કહેતા જુઓ કાળી મડમ ચાલી)
હું અલબેલી નાર નવેલી, સુધરેલી કહેવાઉં.
બલિહારી જાઉં.—

૮૬

અચ્ચા કચરા, કંઈ સાવધ થા, બુબખ બુઢ્ઢે ચઢ લ દીસે;
આ ધનચક્કર, મોહિની દાપપર, જો મીણબની પીગળેલ દીસે.
કાંઇ દાળમાં છે કાળું એ નક્કી થયું.
શું ખરો છે ભેદ એ તો જાણવું રહ્યું;
પાસ ને નાપાસનું દરદ નવું થયું,
શરમ શરમ બુઢ્ઢાનું હવામાં ઉડી ગયું.

૮૭

આશક ફરણુચા જેવા માશુકનો પૂર દમામ
ચાહે રાંડે કે માંડે, શું અમને તેથી કામ
જાણે ઘરડી ઘોડીને પહેરાવી લાલ લગામ,
જોડી જુગટી છે એવી, કે જોવા મળશે ગામ.
વર લોભ ધરે કન્યાનો જમવાને માગે જાન
ઘોડાને બદલે ખાંધો ગીતડાને બદલે કાંણુ
અહીં માંડવડો મંડાયો, ત્યાં કાષ્ટ ગયાં શમશાન
ચોરીને બદલે ચોકો ને 'રામ બોલો ભાઇ રામ'

## નીલમ-માણેક.

૯૮

ઉપકાર અનુપમ થયો સુંદરી, હે બદલો કીરતાર
સત્કાર વિસરીએ કેમ અતિથીનો જે છે અધિકાર.
વસ્તુ કરતાં વ્હાલ કીમતી છે?
કાંડી તે કીમતી શું રતી છે.
કાંડીના બળપર સૃષ્ટિનો છે સઘળો આધાર.—
કાંડી શું દીવાદાંડી છે?
ગૃહ જીવનની સૂખ હોડી છે,
"થેંકયુ વેરીમચ"
"ગુડબાય—ઉપકાર"

---

## મહાભારત.

૮૯

જોને વસંત આહ ! ! પુનેમનો ચંદ્ર વાહ ! !
આણી અનંત ચાહ ! !........વીરહી બન્યો—ટેક૦
હસી હસીને ઇલા સુંદરી બોલાવે,
વામા વ્યાકુળ થઇ ચીતિડું ડોલાવે;
વસ્ત્રો સજ્યાં છે લીલાં ભેટવાને ભાવે,
ઝાકળ ઝળ મેતીથી પિયુને વધાવે;
પિયુ અરપે ચંદનીના ચીર........જોઇને૦
વસુધરા વશ ચંદ્રની, ખચીત પાડવા ખીજ;
મલકાવે મુખ મલપતું વાદળમાંથી વીજ.
શશી શરમાય છે, આભમાં ભરાય છે,
લલના લપાય લાજ આણુતી
અંધકાર ઓઘણું ખેંચીને મુખપર,
શ્યાણી થઈ ઘુંઘટડો તાણુતી
તારા આ તાલ જોઈ ભાગે છે કોઈ કોઇ—જોઇને૦

૯૦

બોલો બોલો મારાં શરમાળ સાહેલી ઘુંઘટડો નહીં તાણો.
ચોળી બંધ તે શાણે ખેંચાણો ? ચિત સાંભળીઓ કોઈ
શાણો—બોલો બોલો૦

સાહેબાના સુખ સરજયાં હૃદયમાં જાણ્યું હમે સખી જાણ્યું
બોહો બોલો૦

સાહેબો શોને શ્યાણો શો ? શીલવરી આ સાહેલી ?
કહોને ત્યારે કામણગારી, કાંતિ આ કયમ ફેલી ;
કાંતિમાં શું નવિન દીઠું ? સર્વે-યોવનના અંકુરો
અંકુરોમાં તે શું જોયું ? સર્વે-શ્યામ મુખા ડુંગરો
કહી ધોને ડુંગરો કેવા, શા માંડયા છે ચાળા,
કહેશે કોઈ અલબેલા આવાં બાથે ઘાલી બાળા
બોહો બોલો૦

---

## મહાન કવિ જયદેવ.

૯૧

જોબન પરિમલ જોની ચાલ વ્હેલી જરા ચાલ;
મદ હાસ્યે મ્હેં કે, અલી ! પુલ ાનાં ફાલ
સામે આંબલીઆની ડાળ,
પેલી સરોવરીઆ પાળ,
વદન કમળ કોઇ ત્હારૂં જોશે જો બાળ,
ભુલ ભુલ જો કદિ જોશે સાહેલી તારા ગાલ
હંસો જો કદિ જોસે તુજ દંત મોતી માળ

ગુલાબ કુંજ છોડી, મુકતાની પ્રીત તોડી,
ચોમેર ત્હારી ભમશે અલી પંખીડાની ડાળ.
(સખી) શું અલબેલી કોઈ જન્મી જનથી ?)
અલબેલી ભલે જગમાં જન્મી હો હજાર,
પણ ન્યારી સહુથી ન્યારી સાહેલી તારી ચાલ.
યોવન મદે ભરેલી.
સખી ! આ શું માંડી કેલી ?
શી લાગી તાલાવેલી.
શું છેક શરમ મેલી ?
સભાળ કેશ ભારે ગ્રીવ લચકસે જો બાળ,
લટક મટક જોઈ ભેગી બનશે એ હાલ—જોબન૦

૯૨

બાઈ ! મ્હારી ફુલવાડી શ્યામે લુંટી,
ફુલ મ્હારાં મોઘેરાં લીધાં ચુંટી—બાઈ૦
છાનો આવીને છુપાયે,
લાગ જોઈ લુંટી જાયે,
હવે શું કરૂં ઉપાય મારી ધીરજ ખુટી—બાઈ૦
પુછું ત્યારે પાય લાગે,
કાલો થઈ માફક માગે, (૨)
કરૂં વશ કેમ એને કોઇ તો બતાવો બુટી—બાઈ૦

૯૩

લલિત લવંગ લતા મલયાનિલ થનગન નર્તી નચાવે,
ગાન નવલ કોયલ લલકારે મધુકર બીન બજાવે;
નટવર મદભર ભર રૂતું રાજે,
ખેલે રતિ રેલી રૂતુ ઘેલી અલબેલી સંગ આજે—ધ્રુવ૦
મૃગ મદનો પટુ પરિમલ; પાંગરી તરૂણ તમાલ વહાવે,
પુલી કળી કુમળી કુરવકની ફાગ પરાગ ઉડાવે—
માધવી શું લઈ સાંઈ રસાળે મુકુલ પૂલક હરસાવે,
જગ નિર્લજ્જ ભળી બાખેરાં કરૂણ હશે સહી હાવે
ખેલે૦

મધુર ઘન વર્ણન મધુરૂતુનું જયદેવે રચ્યું આજે,
શ્રોતાની મતિ તે સ્થિર થાપો શ્રીપતીનાં
ચરણાં બુજે—નટવર;

---

## દગાબાજ દુનિયા

૯૪

વનિતા જન્મનું સન્માન.

પતિ સ્નેહ સુધારસ પાન વનિતા.

નરપતિ પતિ છે સદન રાજ્યના; પ્રમદા માત્ર પ્રધાન
આજ્ઞા વશ નૃપન થઈ રહેવું, પ્રધાનનું એ ધ્યાન.—વનિતા
વનિતા મૃદુતાની પ્રતિમા છે, પુરૂષ કઠિન પાષાણ;
પુરૂષરૂપ આ જડ શરીરમાં, ચપળા ચેતન પ્રાણ
વનિતા સ્વર્ગની છે લ્હાણ.
છો અજવાળી હોય રાત પણ થાય ન દિવશ ભાન:
ભોગ્ય વસ્તુ છે કુસુમ કામિની ભોગી ભ્રમર નરમાન-વનિતા

---

## મહાશ્વેતા કાદમ્બરી.

૯૫

ઓ સાહેલીરે, (૨) સમજી કરીએ પ્રીત;
નથી સાહેલીરે, (૨) અટપટી પ્રીતની રીત,
બોલો અનેક સુણી બીજાના,
સામાનું દીલ જોયા વિના,
નવ આપણું દીલ ખોલીએ;
અંતર સામાનું ભાળી;

ભરીએ ડગલું સંભાળી,
એક હાથે પડે કેમ તાળીરે....(૩) સમજી.

૯૬

મંજરીએ મનડું મોહ્યું રે,
મન ગમતા મહારાજ મારા મન ગમતા મહારાજ;
એ શું દીલડું અમ પ્રોયું રે.......મનગમતા.
"શું આ પુષ્પ તમને બહુ ગમે છે ?
"મનને તો ગમતું ઘણું મુખથી કેમ મંગાય,
વીણુ પ્રીછયે વીણુ પારખ્યે ઘટે માન મુનિરાય"
મગ્યે માન ઘટે નહિ જેવું જ્યાં દાતાર
સુખે સ્વીકારો પુષ્પ આ ધરો કર્ણ મોઝાર.
અતિ ઉદાર દીલ તમ જેયું રે...મનગમત.

૯૭

અમે જઇશું, અમે જઈશું, હવે હમે જઈશું રાજ
રસભીના તમે આવજો...અમે.
આવી મંજરીંઓ નીત્ય લાવજો
પ્રેમે પરિમલ પ્રસરાવજો...અમે.
મુનિવર અમશું પ્રસંગ પાડી દર્શન દેજો દાડી દાડી,
અમ સરખુંકંઇ કાજ જરૂર તમે કહાવજો તમે આવજો, અમે.

૯૮

થઇ પ્રેમવશ પાતળીયા (૨)
મારા મનના માલીક મળીયારે...થઈ.
પ્રીત કરો મુખવાસ સજનવા રાજ હૃદયના વાસી
પ્રેમદા પ્રીત જ્યોત પ્રકાશી (૨)
મારા મનના મનોરથ ફળીયારે....થઇ.
ભાગ્ય ંત કર્યો ભગવતિ મુજને
જીવન સફળ થયું મારૂં
કરો શ્રી હરિ શુભ તમારૂં
મારા મનના માલીક મળીયારે...થઈ.

૯૯

પતી વીના પ્રેમદાના મનના પુરાય કયાંથી કોડ,
કહે સખી પુરાય કયાંથી કોડ
સરજનહારે સરજી જગમાં નરનારીની જોડ (૨)
પશુ પક્ષી વન વૃક્ષ નીહાળો
સૃષ્ટી માંહી સઘળે જઈ ભાળો
નાના મોટા જીવ જંતુમાં પણ એવી નથી ખોડ
સખી પણ એવી નથી ખોડ—સરજનહારે
પતિ ભજ્યે સહુ પાતક ટળતાં
અખંડ સુખડાં સ્હેજે મળતા
પતી વિના સાહેલી ભવમાં હરાય જીતી હોડ-સરજનહારે

૧૦૦

અમે ગોલાના ગોર ભાઈ ગોલાના ગોર
તોએ પોશો ભરાવી પડાવીએ મહોર
પેશો ભરાવી પડાવીએ મહોર
ભાઈ પાણી મુકી પડાવીએ મહોર—અમે.
દીકરાનું દીધું દાદાને પહોંચાડીએ
એવા શ્લોક અમે નવા નવા કાઢીએ.
લોક છો તમે વેદીયા ઢોર (૨)—અમે.

૧૦૧

રામ ભજન રોકડ નાણુંરે વેપારી સંતો
રામ ભજન રોકડ નાણું.
લક્ષ ચોરાશી ફેરાં ફેરામાં ફરીઓ તોએ
નહીં તારૂં ઠાંમ કે ઠેકાણું....વેપારી સંતો
બીજાની વાતો માંહી ડાહ્યો તું થાતો પણ
તારૂં પોતાનું તેં ન જાણુંરે....વેપારી સંતો રામ.
કાળની દાઢો વચ્ચે વિશ્વ ચવાતું રે
સૌ કો છે કાળનું ચવાણુંરે....વેપારી સંતો રામ.

૧૦૨

માલીકના બાળક સૌ માલીક સૌના શ્રી જગનાથ(૨)
કર્તા હર્તા સૃષ્ટિના સૌ બાજી એને હાથ—છે સહુ
રૂણાનું બંધે આવી મળતું ખાવ્યું નવ કોઈનાથી ખળતું

જગત માત્ર તેને આધીન છે અનાથના જે નાથ-દે૦બાજી
નહિ પીંડ આ પોતા તણો પોતાનું કાંઈ નવ જાણવું.
સૌએ શુભા શુભ કર્મને પોતા તણુંજ પ્રમાણવું,-જગત.

૧૦૩

શું કહું કથની મ્હારી રાજ, શુ કહું કથની મ્હારી,
હું તો દૈવના ત્રાસે હારી રાજ...........શું કહું૦
પરખી પારી જાતિક મેં, અરપણુ કીધું મન મ્હારૂં,
પતી તજી પરલોક સિધાવ્યા, કરી જીવતર મમ ખારૂં-રાજ.
ચંદન કાષ્ટની ચિતા રચાવી, પતિ સહગમન આસે,
શુન્ય દેહ મમ સ્વામી તણો પણ, ઉડી ગયો આકાશે-રાજ.
અરપ્યું મેં સર્વસ્વ સ્વામીને, પ્રેમની કફની ધારી;
તજી જગત જંજાળ સર્વ હું, પ્રીતે ભજું ત્રિપુરારી-રાજ.

૧૦૪

રૂપે શું મન રાચોરે કાયાનો રંગ કાચોરે ભગવાન ભજો(૨)
હાડમાંસને રૂધીર ભરેલુ મઢયું ચામડે અંગ,(૨)
ગંદા દેહનો ગર્વ નકામો કાયાનો રંગ પતંગ,
ભરૂંસો નહીં સાચોરે કાયાનો રંગ કાચોરે ભગવાન--

૧૦૫

સખી જઈ સંદેશો કહેજે,
મમ સખીને ધીરજ દેજેરે,
અસ્ત થતાં દિનકરનો નલિની ઉદાસ મનમાં થાય,
અલ્પ પરિચયે ચક્રવાકી પણ પતિ સુખને નવ ચ્હાય

તજ્યું સખીએ દર્શન પરનરનું,
હું કયમ નામ લઉં નરવરનું,—જઈ.
સમજ્યા વિણુ સુખની આશામાં પામર જીવ તણાય
વિષમ ભોગ આ લોક તણા સૌ અંતે નિરસ જણાય,
હસી પ્રથમ પરિણામે રોવું,
એ વિષયે કયમ ચિત્ત પરોવું-જઇ

૧૦૬

અત્યુત્તમ પદ મિત્ર તણું આ સંસારે સમજાય,
આ અવનીમાં અન્ય ઘણાં જે સુખના સાથી થાય,
માતા પીતા થકી વળી ગુપ્ત પ્રિયજન સ્વજનથી,
જે ગુપ્તમાં પણ ગુપ્ત તે પણ ગુપ્ત મિત્ર થકી નથી,
મિત્ર રત્નથી આ ભવરણુની સફર થઇ જાય-અત્યુ.
સમૃદ્ધિ ચોદ ભુવન તણી પુરૂષાર્થે મળવી સ્હેલ છે,
સદ્દભાગ્ય વિણુ સન્મિત્રની પ્રાપ્તિ મહા મુશ્કેલ છે,
શબ્દ લઘુ પણ અર્થ અધિક બે અક્ષર માંહી સમાય-અત્યુ

૧૦૭

અલી જોજે મનાતી ભોળી મેના,
ભોળવશે તુજને પેપટજી મુખે મીઠું બોલી,
અલી જોજે દેતી તું અંતર ખોલી..........ભોળવશે
પ્રેમ પોપટ દાઝ દીલની દીલ માંહી સમાવશે,

ૠતુ વસંતે માનનીને મદનરાજ મનાવશે,
રસ રાજની રસ રેલ જ્યાં રગ રગ મહીં વ્યાપી જશે,
જખ મારી મેના માનશે, પણ ખોઇ પાયે લાગશે—અરચુ.

૧૦૮

કયાંઇ સ્વાર્થ વિના નવ પ્રીત દીઠી આ જગમાં,
ધુતારા જગમાં ઠગારા જગમાં,
લાગે સ્વાર્થ સુધી પ્રીતિ મીઠી મીઠી આ જગમાં,
દીઠું સહુ નીજ સ્વાર્થને રોતુ,
રોતાનાં આંસુડાં કોઈ ન લ્હોતું—સ્વાર્થ વિના.
કથણી મીસરી ખાંડ છે કહેણી તાતા લોક,
કહેણી તેવી રહેણી છે એવા વિરલા કોક,
ઔષધ માટે ફરે, શેરી શેરી,
દર્દ મટયું કે લાગે વૈદ્ય વેરી—સ્વાર્થ વિના.

૧૦૯

રામ ભજ તું પ્રાણીયા,
તારા ભવની ભાવટ ભાગશે (૨)
"બોલો રામ સીતારામ"
પખીડા તું જો વિચારી,
કર્મ તારા લે સંભારી,
વાસના નઠારી તુને રૌવ રૌવ નર્કે નાંખશે-રામ.

મૂઢ તેં મતિ વિસારી,
મતિ: તેવી ગતિ તારી,
ઉડજે સંભારી કંચનની કાયા થશે-રામ.

૧૧૦

જાગો જાગો જીવન પ્રાણુ,
નિદ્રા ત્યાગો ચતુર સુજાણુ—
ભરદરિયામાં ડુબકાં ખાતું,
આવી પહોંચ્યું તીરે વહાણુ,
દુઃખનાં વાદળ વિખરાયા વહાલા,
ભાગ્યનાં ઉગ્યા ભાણુ,

---

## સિદ્ધાર્થ બુદ્ધ.

૧૧૧

ચંદા! વરસાવ અમીરસ ધારા,
કરે વિનંતી આ દીન દારા,
વૃષ્ટિ શિત વરસાવને સુગંધીથી ભરપૂર,
પ્રીતમ હૃદય ભીંજાવીને તું દે શાન્તિ મમ પ્યાર.
મોહન નેને નિંદની, ઢાળ મધુરી છાંય,
સ્નેહ વિમાને ઝુલવી, સુખભર સ્વપ્ન માંય.

૧૧૨

હાંરે મ્હેને ઘેલી કરી મારા વ્હાલમે,
નેહથી દેહે ભૂલી મારૂ ભાનરે, મને૦
મનાંવી પટાવી દબાવી મને શરમે,
હસાવી હરાવી હો રાજેરે મને૦
પ્રેમ સરવર પર પોયણી હું છું,
પ્રીતમ છો રસરાજ (૨)
સ્નેહામૃતની છું પિપાસી,
મમ સુધાકર આસ (૨)
ચંદ્રકલા છે શોભતી, કુમુદ જો ખીલતું હોય,
રસ નિધિ શા કામનો, રસ પીનાર ન કોઇ ?
મનાવી પટાવી દબાવી મને શરમે,
હસાવી હરાવી હો રાજરે મને૦

---

## સિદ્ધ સત્યેંદ્ર.

૧૧૩

ન સમજુ સ્વામી શી રીતે ચરણ સેવા બજાવું હું.
ન એવી કોઈ વસ્તુ જે પ્રભુ તમને રીઝાવું હું,
તમે છો પૂર્ણ વ્યાપક બ્રહ્મ અનંતાનંત બ્રહ્માંડ,
કયું સ્થળ ખાલી છે તમથી કે જ્યાં સ્વામી બોલાવું હું,
સદા નિર્મળ નિરંજનને વળી નિર્વાસ ને નિર્લેપ,

પછી જળ સ્નાન ચંદન ધુપ કર્યાં પુષ્પો ચઢાવું હું,
જગત સૌંદર્યના અને શૃંગાર સૃષ્ટિના,
કયા શૃંગાર વસ્ત્રો એ દીગંબરને વટાવું હું,
સ્વયંભુ તાતના તેજે તપે રવિ ચંદ્રને તારા,
મહાજ્યેતિ દિપકના અલ્પ જ્યોતિ હું બતાવું શું,
સુમન ભાવે સુમન પૂજા સુમન સહ તન કરૂં અર્પણ,
છો અંતરયામિ અંતરના પછી તમને જણાવું શું.

૧૧૪

રાજ રસિયા રમણી ચિત્ત ચોરી ગયા
ચિત્ત ચોરી ગયા (૨)
શરીર દંડવત્ જડ થઇ રહેતાં
હૃદય ધ્વજા પટ દોરી ગયા રાજ૦

ત્રોટક.

સખી આમ નિરાશ ના છેક તું થા
રતી નાથ તણી સહચરી થવા
તુજ શરમ ધરમ મુગ્ધા તજ ના
રજ ધિરજ ભૂષણ શે શજના

× × × × ×

આશીશ અરપી અંતર પ્રેમે
અંતર પટ નવ ખોલી ગયા

૧૧૫

કરી ચડાઇ ચાહ દેવીએ આવી હિન્દુસ્થાન વિષે,
રકાબી પ્યાલાનો રથ બન ની ફતેહ મેળવી દશે દીશે
શહેર કસ્બે ગામ ગામડે ચોક ચૌટે ગેટો કરી,
હિન્દુસ્થાનને ખૂબ હંફાવ્યો કદી નામ લે નહિ ફરી.
અધરામૃતનું પાન કરાવી નપુશક નીર્માલ્યકરે,
ભલભલાને ભકત બનાવ્યા મહેતાજી પહેલે નંબરે.

૧૧૬

હુઈ હૈ ઇસ દીલોજાંશે, મુઝે ઉલ્ફત મહંમદકી
કે તડપાતી હે દીલ મેરા મુઝે ફુરકત મહંમદકી
મદીનેસે જો આતી હૈં તો ઇતના પુછ લેતા હું
સબા જલ્દી બતા કેસી તબીએત હે મહંમદકી
ન હમ જન્નાતમે જાયંગે નહિં દોઝકમેં જાયેંગે
ખડે દેખા કરેંગે હશ્રમેં સુરત મહંમદકી
દરે જન્નત રીદવા જબકે દરવાજેપેં રોકેગા
તો હોગા હુકમ જાનેદો એ હય ઉમત મહંમદકી
મીટાયા કુફ્ર દુનીયાસે બજાયા દીનકા ડંકા
દીખાયા નુરકા જલવા વો હય તાકાત મહંમદકી

૧૧૭

આ યુવાના રંગમાં રસીયા રમ્યા ના રંગમાં
રમણીય રામા સંગમાં તો વ્યર્થ ખોઇ જીંદગી

રમ્ય મંદીરને વિષે રતિ સુંદરીથી રાત્રી એ,
કેલી કથા જો ના કરી તો વ્યર્થ ખોઇ જીંદગી
વાડી લતાની કુંજમાં વળી ભ્રંગ કરતાં ગુંજ જ્યાં
બેસી ક્રીડા ત્યાં ના કરી તો વ્યર્થ ખોઇ જીંદગી.
નીશી ચંદ્રના ઉજાસમાં પ્રીય ચંદ્ર વદનના પાસમાં
નીરખી નહિ નયનો ભરી તો વ્યર્થ ખોઇ જીંદગી.

૧૧૮

મારગ મુકોને મોહનજી છોડો છેડલો,
પરવશ કરતાં નરથી શું કરવો નેડલો. (૨)
દીલદાર તારી પ્રીતી
શુદ્ધ પ્રીતીની એ રીતી
જોઇ લલિત છબીલી નાર હૈયાનો હાર,
સ્નેહ અમૃત જળ સીંચી લે તારી આ
બેડલી—મારગ.

૧૧૯

સુંદર છબી તારીરે નજર લખાય.
ચંદ્ર મંડળવા ચમકીત તારે, તારી ભોળી સુર નારે
દર્શન થાય.
અંતર બાહિર પીંડ બ્રહ્માંડે તારી મૂર્તિ મનોહર રે
પ્રગટ જણાય.

## બલિરાજા (ચરિત્ર કુમાર.)

૧૨૦

કાયર તે નરને સમજો જે કરમે હસ્ત મૂકી ફરતા,
નસીબ માની બેશી રહેનારા, દીઠ રડવડતા—કાયર.
નિધી અંદર ઉતરતા તે મોતી પામી નિકળતા,
તીરે રહી જોનાર તમાસો, નહિ કોડી મેળવતા—કાયર.
નાનુ બાળક ભણતા પંડિત, પાણુ ઘસે છે દોરી;
ભાગ્ય કસોટી ઉદ્યમ કરીને, તજી નિરાશા ઝોળી—કાયર.

૧૨૧

કુમને કુમને પગલે રંગ ભુવનમાં;
રસિક કુંવર તમે ચાલો
ગજ ગામની પદમણી રતિ રમણી;
પ્રિયા અનંગ રંગમાં મ્હાલો.
મણિ મુકતાનો હાર રસીલો,
તમ કંઠે સોવરાવું,
અંગ ઉમંગ જોબન બાજઠ પર,
પાતળિયા પધારવું—કુમ કુમને.
ગૌર ગુલાબી ગાલપર સુંદર બિંદુ શ્યામ;
માનો ચંદ્ર બીછાવીને, બેઠા શાલિગ્રામ.
બાળા જોબન મંદિરે, મદન રાજાનો મહેલ;
અણસૂત મોતી મનું, સમજો શાણા છેલ—કુમકુમને

૧૨૨

વશ કીધો તેં વીર મારો, જે ગુણિયલ બહુ સારો,
નથી વાંક જરા કંઈ મારો, નણદલ તમ વીર ઠગારો,
રંગ ભુવનમાં હતી એકલી, આવી અડપલું કરી ગયા.
ચુંબન કરી ભરી અંક મીલાવી, મોહનમનડું હરી ગયા–નથી.
વસંત જોબન ફુલવાડીમાં, ભૂલો પડી ગયો ભ્રમરો.
લાલચ આપી તેં લલચાવ્યો, બંધુ ડાહ્યો ડમરો–વશ.
શરમાળે મને શાન કરીને, કંચુકીથી કસ છોડી,
હૃદય ધરાપર થનથન નાચ્યા, લાજ શરમ સૌ તોડી–નથી.
વદન ચંદ્ર છબી રતિ લજાવે, ભ્રકુટી કામણગારી,
બંધુ મારો સરળ હૃદયનો કળા અજબ છે તારી–વશ.

૧૨૩

હું ચાલું લટકતી ચાલે, છેલા ફુલ છડીએ.
ખાવું ખીસ્સામાં હાલે. પૈસા વાપરવા આલે,
રંગીલી ખીલતી જુવાની......
(સ્વગત) નક્કી નવી નાશી જવાની;
ગોરી મદન સદનમાં મ્હાલે,
(સ્વગત) મન મોહ્યું ગુલાબી ગાલે–હું ચાલુ

૧૨૪

ગોળ ખાઓ લ્યો ત્રંબક તાકીયા,
લાયો લાવો ફુ શુભ ફુડાકીયા;

બંને જાુઠાને લુચ્ચા હુડાકીયા—ગોળ ખાયો૦
કન્યામાં કંઇએ કેણુ નથી તમે હૈયામાં હિંમત ધારજો,
વર છે રૂપાળો વિદ્વાન વરણાગીયો;
કામ દેવ કેરો અવતારજો ગોળ ખાઓ૦,
જોશીને વેદ મલ્યા વેવાઈ હોંસીલા,
ઘડીઆં લગન નિરધારજો;
વ:લા પધ.રજો મલજો મંડપમાં,
આનંદ આવશે અપારજો—ગોળ ખાઓ.

૧૨૫

વિશ્વના વિહારી, વારી વારી બલિહારી નાથ,
ત્રિભુવન અકળિત કળા તમારી બલિહા.ી નથ.
સુખકર દુઃખહર નટવર દી.,ના,
વન મનના નિજ જનના પ્રભુ પ્રણુત પાળ—વિશ્વ.
ભકત મણિ બિરદ પ ળ સ્વ.મી,
બહુ નામી, સુખ ધામી કેશવ કૃપાળ—વિશ્વ.

૧૨૬

આનંદ મંગળ ગાઓ, પરણુાવી લેશું લ્હાવો;
મારી વેવાણુ રંગીલી જોડી શોભશે;
નિરખી કન્યા કહેશો, મુખ જોઈ તાકી રહેશો—મારી.
વાહ ઠીક મળ્યું છે ટાંણું, એક લુલું બીજું કાણું,

મળી વેવાઈને વે ાણું, ફેરા ફેરાવોને ઝટ—આનંદ.
ફુડાકયા તમે જોશો, હોળીને દહાડે રોશો;
કેવી જાન જોડી હું આવું, દુનિયામાં ડંકો વાગશે—આનંદ
તડાકીયા કહુ તમને, અતિ ઉમેદ મનમાં અમને;
વાજાં વગડાવું જોજો, ફુરશુરામનો ફુડાકો—આનંદ.

૧૨૭

અમૃતથી પણ અતિ મીઠી લાગે, માત પીતાની સેવા,
જનની જનકનાં પદ પૂજન તે, મધુરા મધુરા મેવા-અમૃતથી
સ્નાન ધ્યાન સંધ્યા તર્પણ કરી, અગ્નિ હોત્ર સુધારે,
પ્રેમે ન પૂજે માત પિતા પદ, વૃથા વખત તે ગાળે—અમૃતથી
માતા દેવી પાર્વતી, પિતા શિવ મહાદેવ;
સપુત પુત્ર આ સંસારમાં, કરે પિતૃ પદ સેવા-અમૃતથી.

૧૨૮

લાડકડી તારા લાડ કોડ સૌ પુરા કરશે કંથ,
સખી તું શીખજે પ્રેમનો પંથ ગ્રંથ (૨) લાડકડી
પ્રિયતમ જ્યારે મંદિર પધારે, સામી લેવા જાજે,
સ્નેહ પુષ્પથી શ્યામ વધાવી, પતિ ગુણ ગીતા ગાજે:
ચરણ પખાળી પ્રાણનાથનાં, વિંજણ લેવ શું વાજેરે લાડકડી
હું છું નાની નાર નવેલી, પ્રથમે શરમ બહુ આવે,
છબીલા કદી છણકાઈ જાયને, મુજને નહિ બોલાવે,
ચાલાકી બતલાવો એવી કે. રસિયો મને રીઝાવે—લાડકડી

ખાનપાન ભોજનની સેવા. નિજ કરમાં તું સ્હાજે,
સ્નેહ મંદીરે શ્યામ બેલાવી અંતર ભરા ગાજે.
નયનકટાક્ષે લાલ લોભાવી, અધ ામૃત પીજે પાજેરે–લાડકી

૧૨૯

મારીસજની તું કયાં રમી આવી રજની, સાચું બોલ
બોલ બોલ ?

શાણી સૈયરતું શીદને આળ ચડાવે, કેડો છોડ છોડ છોડ.
હમણાં માળા ગુંથી હતીને, હમણાં કેમ કરમાણી !
પરસેવો તને કયાં વળ્યો, તારાં ભમ્મર કાં ભીંજણી સાચું
કાળો ભમરો શીરપર બેઠો. ઉરાડતાં ગભરાણી,
લાપોટે લટ છુટી ગઇ. મારી ભમર ત્યાં ભીંજાણી–કેડો.
કસ્તુરી તારે અંગે મ્હેકે,કુસુમ કળીના હારો,
નયન રહ્યાં છે નાચી નવેલી, મળ્યો કોણ ઠગારો–સાચું.
ચંદ્ર સરોવર નહાવ ગઇતી વાટે મળ્યો એક માળી.
છાબ ભરીને ગજરા આપ્યા, હુ તો તમથી હારી–કેડો



સ્વ. સાક્ષર હરિલાલ હર્ષદરાય ધ્રુવકૃત.

ત્રણ પુસ્તકો.

વસંત-વિલાસીકા. કી. ૦-૧૨-૦

આર્યોત્કર્ષક-અથવા સ્વદેશવત્સલનું ચમત્કાર દર્શન કી. ૧-૪-૦

અહાર મિમાંસ. કી. ૧-૦-૦

વી૦ પી૦ પોસ્ટ જુદું.

મળવાનું ઠે૦-જેકીશનદાસ ત્રિભુવનદાસ પટેલ.

બુકસેલર એન્ડ પબ્લિસર, તાર ઓફીસ સામે-સુરત



તૈયાર છે માત્ર જુજ નકલો બાકી.

સ્વ-સાક્ષર શ્રી હરિલાલ હર્ષદરાય ધ્રુવકૃત.

# કુંજ-વિહાર.

રસિક કાવ્યોથી ભરપુર

મોટું દળદાર પુસ્તક.

કી૦ રૂપીઆ ચાર. પોસ્ટેજ જુદું.

મળવાનું ઠે. જેકીશનદાસ ત્રિભુવનદાસ પટેલ.

બુકસેલર એન્ડ પબ્લિસર, તાર ઓફીસ સામે-સુરત.



અજ્ઞાન કેરી આગગાડી આંખ મીંચી હાંકશે.
કંઇ હીન્દ કેરા બાળકો જીવન દોરી તોડશે.
વધુ માટે જુઓ લાલ દીવો.